"જય જય ગરવી ગુજરાત!"

# એન્જીનીયરીંગ કોલેજ ગુજરાતી એસોસીએશન-પુના

# "શંકિત હૃદય"

નાટકનો સંક્ષીપ્ત સાર અને ગીતો

O.T.

૨૩ ઑગસ્ટ ૧૯૨૭

15 DEC 1927

—પ્રયોજક—

રા. રમણલાલ વસંતલાલ દેસાઈ

—પ્રકાશક—

રા મધુસૂદન પ્રાણલાલ નગરશેઠ

પુના સિટી.

—વ્યવસ્થાપકો—

રા. હસમુખભાઈ લલ્લુભાઈ કાર્પેન્ટર

રા. કરસનજી ઓધવજી ખેતાણી

B. J. P. ના

પ્રમુખપણા હેઠળ.

# એન્જીનીયરીંગ કોલેજ ગુજરાતી એમેચ્યોર્સ

## તરફથી ધર્માર્થ

**( In aid of the Gujarat Flood Relief Fu...**

# "शंकित हृदय"

## નામનું નાટક

## કિર્લોસ્કર થીએટર પુના,

**મંગળવાર, તા. ૨૩-૮-૨૭ ની રાત્રે ૯-૩૦ વાગે.**

પ્રો. ભાનુશંકર ઔદીચ,
ચેરમેન.

ચુનીભાઈ ચતુરભાઈ પટેલ
સેક્રેટરી.

——o——

પ્રયોજન—ગુજરાતમાં આવેલા ભયંકર રેલના દુઃખદાયી પરીણામો તો સર્વેને વિજ્ઞાત જ હશે. આ સંકટ નિવારણ માટે હીંદના દરેક ભાગોમાં ઘણાં ફંડો શરૂ થયાં છે, અને હજી પણ તેઓ પોતાનું કામ બજાવ્યેજ જાયછે. આ બાબતમાં એન્જીનીયરીંગ કોલેજના ગુજરાતી વિદ્યાર્થીઓએ પોતાનું પણ ફંડ કરી અમદાવાદ મોકલી આપ્યું છે. પણ એટલેથી જ સંતોષ ન પામતાં તેમને તેથી વધારે સેવા બજાવવાનો ઉમંગ થયો. એજ અરસામાં કોલેજના વાર્ષીક સંમેલન માટે "શંકિત હૃદય"નુ નાટક ભજવવાની તૈઆરીઓ ચાલતી જ હતી. એટલે સંયોગવશાત્ એમજ નક્કી કર્યું કે એજ નાટક ફરીથી જાહેરમાં ભજવવું અને તેમાંથી ખર્ચ બાદ જતાં રહેતી સઘળી આવક રેલ સંકટ નિવારણ અર્થે સમર્પણ કરવી. એ શુભ ઠરાવોના ફલ રુપે જ આજનું નાટક પ્રેક્ષક વર્ગ આગળ રજુ કરવા અમે સફળ નિવડ્યા છીએ.

યાસ—આ પછી દરેક ગુજરાતી વિદ્યાર્થીએ સ્વયંસેવક તરીકે નોંધાવ્યું અને સહુ ટીકીટોની ચોપડીઓ લઈને પોતાથી સેવા બજાવવા નીકળી પડ્યા. અને તે પ્રયાસોના ફલ રૂપેજ મ્હોટી નહિ તથાપિ એક સારી જેવી રકમ એકઠી મે શક્તિમાન થયા છીએ.

વિશેષમાં સર્વે ભાઈઓએ નાટય માટે ઘણીજ મહેનત ણ આ પ્રયોગમાં ત્રુટીઓ તો હશે જ-પરંતુ પ્રેક્ષક વર્ગ આપશે એવી આશા છે.

પ્રયોગને સફળ કરવામાં ઘણાએ અમને સહાય કરી છે તે મે અત્યંત ઋણી છીએ. ખાસ કરીને નાટકના પ્રયોગકાર લ વસંતલાલ દેશાઈએ નાટક ભજવવાની ઉત્સાહપૂર્વક ી આપી તે માટે અમે તેમના પ્રત્યે આભારની લાગણીથી જઈએ છીએ. વળી આ નાટકના ખાસ વાકેફગાર રા. ાર અને રા. દોલતજાદાએ લોકસેવાની લાગણીથી ઉશ્કેરાઈને મને અથાગ મહેનત લઈ આ પ્રયોગને પરિપુર્ણતાની આટલી હોંચાડયો છે તે માટે તેમનો સવિશેષ ઊપકાર માનીએ

છીએ. વળી રા. ધનવંતરાય દેસાઈએ પણ અમોને જે કીંમતી મદદ આપીછે તે માટે અમે તેમના ઘણા જ આભારી છીએ. વળી રા. મધુસૂદન નગરશેઠે પોતાના આવા પ્રયાસના અનુભવથી અમને દરેક બાબતમાં સતત્ મદદ આપી તથા વખતો વખત પોતાની સમયસુચકતા વાપરી જે બોજો ઊઠાવી લીધોછે તે માટે અમે તેમનો જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે.

રા. રમણુલાલ એમ. દેસાઈએ ખાપોલીથી અમારા નિમંત્રણને માન આપી અમને આ પ્રયોગ માટે ઘણીજ સહાયતા આપી છે તે માટે એમના અમે ઋણી છીએ. રા. રઘુનાથજી દેસાઈએ વધારાનો ખંડ લખી એ અંગે બધું કામ પોતે કર્યું તથા સીનેરી ગોઠવવામાં અને લાઇટ ઈફેકટસ કરી આપવામાં ઘણી મહેનત લઈ બધું કામ સફળ ઉતાર્યું છે એ માટે એમનો ઘણો આભારી છું. રા. દિનકરરાવ દેસાઈએ અથાગ શ્રમ લઈ એમની મહેનતનો જે ફાળો આપ્યો છે તે માટે એમનો આભાર માનું છું

સઘળા ભાઈઓએ પુરતી મદદ આપી છે તે માટે તે સર્વનો આભારી થયો છું

અંતમાં એન્જીનીયરીંગ કોલેજના વિદ્યાર્થીઓ પોતાના સ્વાભાવીક ઉમંગથી આવા પ્રયોગો ફરીફરીને સફળતા પુર્વક ભજવી બતાવે એવી આશા દર્શાવી હું વિરમું છું

આપનો સેવક
ચુનીભાઈ ચતુરભાઈ પટેલ
જનરલ સેકરેટરી
એન્જીનીયરીંગ કોલેજ ગુજરાતી
એમેચ્યોર્સ.

એન્જીનીયરીંગ કોલેજ
હોસ્ટેલ્સ
પુના, ૨૩ મી આગસ્ટ ૧૯૨૭.

# સાર સંક્ષેપ.

## અંક ૧ લો.

**પ્રવેશ ૧**—જગતનાં દુઃખ ટાળવાના વિચાર કરતો ચિદ્‌ઘન ગુરૂના આશ્રમ પાસે આવે છે. ગુરૂ પોતાનાં શિષ્ય શિષ્યાઓને ગવરાવતાં આશ્રમની બહાર નીકળે છે. ચિદ્‌ઘને લગ્ન સંબંધમાં ચંદ્રિકા સાથે ન જોડાવાની પકડેલી હઠ બાબત તેને સમજાવવા ગુરૂએ બોલાવ્યો હોવાથી તેની રાહ જુએ છે. ચિદ્‌ઘન નજરે પડતાં તેને આવકાર દઈ લગ્ન કરવા આગ્રહ કરે છે. ચિદ્‌ઘન લગ્ન ન કરવાના નિશ્ચયને વળગી રહે છે.

**પ્રવેશ ૨**—ગુરૂથી સમજુત ન થયેલો હોવાથી ચિદ્‌ઘનને સમજાવવા ખાતર ગોઠવાયેલા ગરબાના સ્થળમાં ચિદ્‌ઘન પોતાના મનને મજબુત કરતો પ્રવેશ કરે છે. વિલાસીની અને ચંદ્રિકા ગરબો ગવરાવતાં આવી માયાની મહત્તાનું ગાન ગાય છે. વિલાસીની, તેમજ પાછળથી ગાનમાં મસ્ત બનેલો કુંજ આવી ચિદ્‌ઘનને લગ્ન ન કરવાના દુરાગ્રહ માટે ઠપકો આપે છે. ચિદ્‌ઘન પોતાના વિચારમાં મક્કમ રહેતો હોવાથી કુંજ અને વિલાસ ચાલ્યાં જઈ ચિદ્‌ઘન અને ચંદ્રિકાને સંકેત મુજબ એકલાં મુકી દે છે. ચંદ્રિકાની ક્ષમા ચાહતો ચિદ્‌ઘન ચંદ્રિકાને મુખે વિલાસ તરફ પોતાના થતા આકર્ષણનો આરોપ સાંભળી ત્યાંથી જતો રહે છે.

**પ્રવેશ ૩**—કવિ અને કવિપત્નિ પોતાનો ગરીબ ઘર સંસાર આનંદથી ચલાવે છે. વકીલ અને ડાક્ટર આવી સમાજ સેવા થાય એવું નાટક લખવા કવિને વિનંતી કરે છે, જે કવિ સ્વીકારે છે.

**પ્રવેશ ૪**—કુંજે સ્થાપેલા દવાખાનામાં મજૂર દર્દીઓને તોછડાઈથી દવા આપતા ડાક્ટરને ચિદ્‌ઘન એક ગરીબ મજૂ-

રણને ત્યાં દવા માટે મોકલે છે. વકીલ અને કવિ આવી ચિદ્દઘનને મળે છે. ચંદ્રિકાએ વિલાસ તરફ થતાં ખેંચાણનો આરોપ મુકેલો હતો તેના વિચારમાં પડેલો ચિદ્દઘન નવરાશે કવિને મળવા જણાવે છે. ચિદ્દઘનની દેશાટન કરવાની ઇચ્છા અને તેની પાછળ સમાયલું કારણ વકીલ અને કવિની વાતચીતમાંથી સ્પષ્ટ થાય છે.

**પ્રવેશ ૫**—ચિદ્દઘનની છબી લઇ ચંદ્રિકા વિચાર કરે છે. સખીને લગ્નના કાયદા ગેરકાયદાની વાત પુછે છે. કવિનું લખેલું નાટક પસંદ કરાવવા વકિલ અને કવિ આવે છે. ચંદ્રિકા કંટાળતી હોવા છતાં વકીલ તેને ચિદ્દઘન વિષે અણગમતા પ્રશ્ન પુછે છે, અને તેનો વહેમ દ્રઢ કરે છે. તેમના ગયા પછી ચંદ્રિકા ચિદ્દઘનને ફરી એક વખત જોઈ આવવાની લાલચે કુંજને ત્યાં જવા વિચાર કરે છે.

**પ્રવેશ ૬**—ચિદ્દઘન સંસારના સ્વિકાર અસ્વિકારના પ્રશ્નો વિચારતો કુંજના દિવાનખાનામાં એક ખુણે બેસે છે. અચાનક તોફાને ચઢેલાં વિલાસ અને કુંજ આવી પ્રેમવાર્તા કરે છે. વિલાસીનીને હીંચકા ઉપર ઝુલાવી સુવાડી દઈ કુંજ દીવાનખાનની બહાર જાય છે. અપ્રગટ રીતે શૃંગાર ચેષ્ટા નિહાળતા ચિદ્દઘનના હૃદયમાં વિલાસ માટે અસ્પષ્ટ રહેલું આકર્ષણ થાય છે. ઉન્માદમાં આવી તે સુતેલી વિલાસને ચુમે છે. એકાએક કુંજ અને ચંદ્રિકા આવી આ દ્રસ્ય નિહાળે છે.

---

## અંક ૨ જો.

**પ્રવેશ ૧**—શરમથી સંતાતા ફરતા ચિદ્દઘનને નદી કિનારે સ્વપ્ન આવતાં દેવીઓ તેને મહેણાં મારતી પ્રગટ થાય છે. પોતાના દોષથી અકળાઈ ચિદ્દઘન આપઘાત કરવા પ્રેરાય છે. વનદેવી તેને આપઘાત કરતાં અટકાવે છે.

અને પશ્ચાત્તાપનો ડંખ આખા જીવન સુધી સહન કરવાનો શાપ આપે છે. ડંખના શબ્દોચ્ચાર સાથે તે ખરેખર જાગી જઇ પોતાને પગે ડસતા સર્પને જુએ છે. ઝેર ચઢતાં તે મૂર્છા પામે છે. ગુરૂ એકાએક આ સ્થળે પ્રગટ થઇ ઝેર ચુસી લે છે.

**પ્રવેશ ૨**—અસ્થિર મનવાળા બનેલા કુંજની પાસેથી વકીલ ડૉકટર તથા કવિ કોરા કાગળો ઉપર સહી કરાવી લે છે.

**પ્રવેશ ૩**—ઝેરની અસર આંખે ઉતરવાથી અંધ સરખો બનેલો ચિદ્‌ઘન પોતાના પાપનો પશ્ચાતાપ કરે છે. ગુરૂ તેને આશ્વાસન આપે છે. પાપની જવાબદારી બદલ ચર્ચા થતાં ગુરૂને એકદમ પોતાનો ભુતકાળ ચીતરાતો માલુમ પડે છે. પોતાની યુવાવસ્થામાં ગુરૂએ પોતાના મીત્રની સ્ત્રી તરફ કરેલી કુદષ્ટિ, અને તેને પરિણામે સ્ત્રીના થયેલા ઘાતનો દેખાવ આલેખાય છે. ચિદ્‌ઘનના ગુરૂ પિતા છે એ વાત અહીં પ્રગટ થઇ બાલકોના દોષની જવાબદારી માતાપિતા ઉપર હોવાનું સત્ય ગુરૂને સમજાય છે.

**પ્રવેશ ૪**—કુંજે કોરાં કાગળીયાં ઉપર કરી આપેલી સહીનો કેવી રીતે પોતપોતાના લાભ માટે ઉપયોગ થાય તેની ડૉકટર તથા વકીલ પેરવી કરે છે. કવિ પોતાના હાથમાં પણ તેનું કાગળીયું હોવાથી યોજનામાં પોતાને સામેલ રાખવા સમજાવે છે. ત્રણે જણ સંપથી કામ કરી મીલ્કતનો ઉપભોગ કરવા સંમત થાય છે.

**પ્રવેશ ૫**—તરછોડાયલી ચંદ્રિકા પુરૂષ-વર્ગ તરફ તિરસ્કાર દર્શાવતી કવી, સખી અને ડૉક્ટર સાથે વાતચીત કરે છે. ડૉકટરની મલીન વૃત્તિનો ભાસ થતાં તેને રજા આપી પુરૂષ સમસ્ત તરફના તિરસ્કારનો આવેશ વધી જતાં પોતાની ઓરડીમાં પુરૂષોની મુકેલી છબીઓ ફાડી નાખે છે. પિતાની છબી ફાડતાં અચકાય છે. ચિદ્‌ઘનની છબી ફાડતાં હૃદયની અસહ્ય વ્યથા થાય છે.

**પ્રવેશ** ૬–કવિ પત્નિ પોતાના પતિ માટે ઉંચો જીવ કરતી સમય વીતાવે છે. બહારથી કવિ આવી ઘર ઉઘડાવવા માગે છે. કવિ પત્નિ રીસ કરે છે. કુંજની મીલ્કત હસ્તગત થવાની લાલચ બતાવતાં કવિ પત્નિ પારકી મીલ્કત ન લેવા આગ્રહ રાખે છે. કવિ ખુશ થાય છે.

**પ્રવેશ** ૭–શંકાની વ્યથાથી પીડાતો કુંજ ભૂતકાળને ભૂલવાની દવા ખોળે છે. પ્રેમના અસંભવનો વિચાર કરતાં કોઈ પ્રેમ મૂર્તિનું દ્રશ્ય ખડું થઇ વાંસળી વગાડતું હોય એવો ભાસ થાય છે. વિલાસ પણ વાંસળી સાંભળી ઝબકીને ગાતી ગાતી આવે છે. કુંજ વીલાસીનીને ન સમજાય એમ વ્યંગ સંબોધનો કરે છે. ચિદ્‌ઘનનું નામ વિલાસને મુખે સાંભળતાં અચાનક ઉન્માદવશ થઇ વિલાસીનીને નદીમાં ધક્કો મારી ફેંકી દે છે. વિલાસની ચીસ સાંભળતાં, અને પાણીમાં મગરને નિહાળતાં તે વિલાસને મગરથી બચાવવા ગોળી બ્હાર કરે છે. વિલાસ વગર નહીં રહેવાય એમ ભાન થતાં તે પણ વિલાસની પાછળ કુદી પડે છે.

---

## અંક ૩ જો.

**પ્રવેશ** ૧–કુંજની મિલ્કત સંબંધી કુલસત્તા પોતાને મળ્યાથી વકીલ અને ડોકટર ખુશ થાય છે. અકસ્માત કુંજના કારખાનામાંથી કાઢી મુકેલા મજુરો ચોરી કરવા આવે છે. ખીસ્સાં તપાસતાં વકીલ અને ડોકટર પાસેના કાગળો કઢાવી ફેંકી દે છે, જે લાગ જોઇ કવિ ઉપાડી લે છે. ચોરોના ગયા પછી કાગળો પાછા માગતાં ઉડાવનારા જવાબ કવિ આપે છે.

**પ્રવેશ** ૨–વિલાસની શોધ માટે નદીમાં ફર્યાં કરતો કુંજ ભીના વસ્ત્રો સાથે બહાર નીકળી પશ્ચાતાપ કરે છે. ચોર લોકો કુંજની વીંટી લુંટવા પ્રયત્ન કરે છે. એટલામાં કુંજને

પોતાના માલીક તરીકે ચોરો ઓળખી કહાડે છે. પાસેની ગુફામાંથી કોઇનું પ્રેત ગાતું હશે એમ ખબર સાંભળી વિલાસ સંતાઈ હશે એવી આશામાં કુંજ તે ગુફા તરફ દોડી જાય છે. ચોર લોકો તેની સંભાળ માટે પાછળ જાય છે.

**પ્રવેશ ૩**–છબી ફોડતાં થયેલી હૃદયવ્યથા ન મટવાથી ગુરૂના આશ્રમમાં નિવાસ કરવાની ઇચ્છાથી ચંદ્રિકા આશ્રમ પાસે આવે છે. દૃષ્ટિ ખોઈ બેઠેલો ચિદ્દઘન ગુંચવાઇ ગએલો હોઇ પોતાને દોરી લઈ જવા આશ્રમનાં કેટલાંક બાળક બાળકીઓ વિગેરેને વિનંતી કરે છે. કોઇ તેને સહાય આપતું નથી. ચંદ્રિકા તેની આ સ્થિતી જોઈ સહાય આપવા તત્પર થાય છે. પાસે આવી ધ્યાનથી જોતાં ચિદ્દઘનને ઓળખી તેની સારવાર અર્થે આશ્રમમાં રહેવાનો નિશ્ચય કરે છે.

**પ્રવેશ ૪**–વિલાસીનીની ભ્રમણામાં ગુફાની આસપાસ ફરતો કુંજ ગુફામાંથી ગાન આવતું સાંભળતાં તેમાં પ્રવેશ કરી હીંચકા ઉપર વિલાસને ગાતી નીહાળે છે. તેને ભેટવા જતાં વિલાસ પોતે ભૂત છે એમ જાહેર કરે છે. કુંજને અસહ્ય પશ્ચાતાપ. વિલાસ પાપ ભરેલી હશે ત્હોય તેના વગર પોતે નહીં રહી શકે એમ તે પોતાનો પ્રેમ વ્યક્ત કરે છે. વિલાસ પોતે ભૂત છે એમ હજી પણ જણાવે છે. સૂર્યોદય થતાં ભૂતને અલોપ થઇ જવું પડતું હોવાથી કુંજને રાત્રે ફરી આવવાનો આગ્રહ કરી વિલાસ કુંજને ગુફાની બહાર મોકલી દે છે.

**પ્રવેશ ૫**–કવિનું રચેલું નાટક ભજવવા માટે શૃંગાર, વીર વિગેરે રસના જાણીતા ખેલાડીઓ તથા એક પારસી કવિ અને નટ, વકીલે આપેલી જાહેરાત પ્રમાણે કુંજના મકાનમાં ભેગા થાય છે. પોતે પોતાની શક્તિ અને આવડતનું પ્રદર્શન કરે છે. નાટકમાં રહેવાને બહાને આવેલો એક ગામડીઓ ચોરનો ભાવ ભજવી, વકીલ, ડોક્ટર તથા

કવિનાં કુંજની સહીવાળાં કાગળીયાં કવિએ કરેલા સંકેત પ્રમાણે ફાડી નાખે છે. નિરાશ થઇ વકીલ અને ડોકટર નાટકની વાત બંધ કરે છે.

**પ્રવેશ ૬**–શશીકળાના નામથી છુપી રહેલી ચંદ્રિકાને લેઇ સુધરતી જતી આંખવાળો ચિદ્ઘન ફરવા નિકળે છે. શશીકળાના તોફાનની પાછળ તેનો પોતાને માટે પ્રેમ રહેલો હશે એમ ભય પામી ચિદ્ઘન તેને સમજાવે છે. અચાનક ચંદ્રિકાને ખોળવા નીકળેલા ગુરૂ ચંદ્રિકાનું નામ ઉચ્ચારે છે. ચિદ્ઘન ચંદ્રિકાને ઓળખે છે.

**પ્રવેશ ૭**–સૂર્યાસ્તની રાહ જોતો કુંજ. ગામડીયો તેને ફળ ખવરાવવા આગ્રહ કરે છે. તે ન ખાતાં કુંજ તરંગે ચઢી જાય છે. કવિ કુંજને ખોળવા આવે છે. તેને એક ઉંચા ટેકરાને શિખરે સૂર્યને વહેલો આથમવાની વિનંતિ કરવા દોડી જતો તે જુવે છે. ગુરૂ, ચિદ્ઘન અને ચંદ્રિકા પણ કુંજ અને વિલાસિનીની શોધ કરતાં અહીં ભાળ મળશે એમ ધારી આ સ્થળે ભેગાં થાય છે. ગુફામાંથી વિલાસ જેવાં સ્વરૂપની ઝાંખી થતાં પશ્ચાતાપના આતશથી બળતો ચિદ્ઘન અંદર ક્ષમા યાચવા માટે દોડી જાય છે. રોતા ચિદ્ઘનનું રૂદન સહન ન થતાં વિલાસ તેને લઇ સમજાવતી બહાર આવે છે. સર્વને ભેગાં થયેલાં જોઈ વિલાસ આશ્ચર્ય પામે છે. દિવસ છતાં વિલાસને પ્રકાશમાં સર્વની સમક્ષ ઉભેલી નીહાળી શિખર ઉપર બેઠેલા કુંજની ખાતરી થાય છે કે વિલાસ ભૂત નથી. પ્રેમના આવેશમાં તે વિલાસને સંબોધે છે. પોતાની પાછળ ઘેલછાથી ભટકનાર પ્રેમીને ભેટવા વિલાસ હાથ લંબાવે છે. કુંજ શિખર ઉપરથી કુદી પડી વિલાસના હાથમાં જઈ પડે છે. સ્નેહના સામર્થ્યનો વિચાર કરતાં સઘળાં સ્તબ્ધ બને છે.



# અંક ૧ લો.



## પ્રવેશ ૨ જો.

કુંજ— ( સોરઠ. )

ફૂલની સાંકળે જગ ગૂંથતી,
શું એ તે પ્રિય વસન્ત ?—ફૂલની૦
હસતી રમતી વનમાં જનમાં,
ચાલે લટકંતી રંજનમાં;
કોકિલ કંડે અલિગુંજનમાં
ગાન કરી વિલસન્ત—ફૂલની૦
મોહમધૂ સચરાચર પાતી,
ભરયૌવન મ્હાલે મદમાતી:
વસન્ત પુષ્પપરાગે નહાતી,
કે મુજ પ્રિય હસંત ?—ફૂલની૦

વિલાસ— ( સાખી )

દેહ રજત વાદળીસમી, ચંચુ રત્નજડિત.
બિલ્લોરી જળમાં રમે યુગલ હંસ મુજ નિત્ય.
ભેટે ભેટે ને ત્હોય ભૂખ્યાં એ ભાવનાં !
ચૂમે ચૂમે ને ત્હોય તરસ્યાં રહે—
ભાળે-નિહાળે ત્હોય તૃપ્તિ ન નયનમાં !
આત્મા અનંગ અંગઅંગમાં વહે—

## પ્રવેશ ૫ મો.

**ચંદ્રિકા—** ( લય-' ઉઠો સૈંયા જાગોરે ' )

ખેંચી તીર મારો ના ! ન ભોળું જીગર ભેદીયે !
શ્યામ નયન વારો ના ! એ આશને શું છેદીયે ?
કનકનો ભરેલ જામ ! અધર પર કરે આરામ !
ઝૂંટવીએ ન આમ હો—ન ભોળું જીગર ભેદીયે—
દિલ લુંટાવી રહીએ દૂર ! પૂર્ણિમા શેં ઢાંકે નૂર ?
એવા શાને ક્રૂર હો !—ન ભોળું જીગર ભેદીયે !

## પ્રવેશ ૬ ઠો.

**વિલાસ—** ( ઢાળી-' નંદજીનો છેલો, જાદુનો ભરેલો ' )

છોડો મારી બૈયાં, એ આવી મ્હારી સૈયાં !
આવી મ્હારી સૈયાં, ધડયાં આ શાનાં હૈયાં !-છોડો.
જલભરેલ ઝારી, ઢોળાવી, હું તો હારી !
જાવોને રીત ના મ્હને ગમે ત્હમારી !-છોડો.

**કુંજ—**( સાખી ) જલનાં સિંચન સુંદરી ! હવે ન ખમશે ફૂલ !
તલસે ગ્રહેવા જે ખીલી, સિંચન પ્રણય અમૂલ.

**વિલાસ—**અલકલટ વિખૂટી, હું ત્હોય શેં ન છૂટી !
ન્હાસતાં સોનાની કટિમેખલા આ તૂટી-છોડો.

**કુંજ—**( સાખી ) વિખરી લટમાં જો સખિ બંધાયો હું અજાણ !
છો તૂટી કટિમેખલા, કરબંધન લે પ્રાણ !

**વિલાસ—**બ્હાવરી બનાવી, મઝા કહો શું આવી ?
ઘેલછા આ દીજે મનની મનમાં શમાવી !-છોડો.

**કુંજ—**( સાખી ) શ્યામા શ્યામલ નયનથી ઝેર ચઢયું મુજ અંગ;
સંતાડયો સખિ ! આંખમાં કહો કો શ્યામ ભુજંગ.

**વિલાસ—**થાકે ઉભી ડોલું, હૈયું કો પાસ ખોલું !
જાઓને પ્રાણ, હું હવે કદિ ન બોલું.-છોડો.

**કુંજ**—( સાખી ) રસભીનાં ડોલન પ્રિયે જોઇ રહું અનિમીષ.
અબોલ પણ રસના ભર્યાં, રસભીની તુજ રીસ.
**વિલાસ**—જાઓને પ્રાણ હું હવે કદિ ન બોલું—છોડો.

**કુંજ**— ( મ્હાડ. )

મ્હારી મદભર આંખ ઘેરાણી,
ઝૂલાવો ધીમે હજી ધીમે પ્રાણ—
નિંદભર્યાં અમ પાસે પ્રિયતમ !
રાખીએ ચિત્ત ચકાર !
જો જો સલૂણા ફાટે નહીં,
મ્હારા નવરંગ સાળુની કોર—ઝૂલાવો૦
કુંળી કુંળી ચુંદી મેંદી,
મૂકયો મ્હેં પ્હાનીએ કુમકુમ રંગ;
આછો ઉઘાડ, ઝૂલાવતાં બલથી
ઉડશે લહરી સંગ—ઝૂલાવો૦
વેગળાં લ્યો જરી નયનો,
બ્હીતાં ન્હાસતાં ખંજન લોલ !
કીકી તણો પડછાંય પડી,
મ્હારા કાળા થાય કપોલ—ઝૂલાવો૦



# અંક ૨ જો.



## પ્રવેશ ૧ લો.

**વનદેવીઓ**—( ઢાળ-' હું તો પ્રેમની જોગણ પીયુને શોધવા ચાલી.')

અહ સંતજી ! પગ પાવડી પરથી જૂઓ આ ખસી ગયો !
તમ પુણ્યભર પગને જૂઓ જરી ધૂળ અડકી હો !
—અરે લપસી ગયો પગ હો !
અગ્નિતણી ચીનગારી ન્હોતી તમ હૃદય દીઠી !
અણધારી જ્વાલામુખી તણી જ્વાલા ભભૂકી ઉઠી:
—જગતને લાગતી જૂઠી !
ઋષિજી કંમડલુ આપનું ઢોળાતું આ રઝળે !
પાણી પીશો કયમ ?-રૂપલા એટલું પડે નજરે !
—કયી ગુલબદન વારિ ભરે ?
તમ ભવ્ય ભાલ થકી ભૂંસાઇ ભસ્મ ગઇ સઘળી.
ખૂટી ભસ્મ ? કે કુમકુમ તણા લેપનની વૃત્તિ થઇ ?
—ગયું મન સિદ્ધિમાં શું વહી ?

**વનસુંદરી**— ( પ્રભાત-શંકરાભરણ )

પાપભર જગતથી દૂર વસતાં અમો !
વિપુલ વનરાજિમાં રાજ્ય કરતાં;
પુષ્પ પરિમલ સહે, સમીરની લહરશું,
સરિત સર તરલ શું રાસ રમતાં !
ગહન આકાશમાં ચંદ્ર હસી એકલો,
સૃષ્ટિ દીપાવવા જ્યોતિ ફેલે,
ચંદ્રનો ચંદ્ર પ્રભુ જીવન દીપાવવા
મુજસમી ચંદ્રિકા જગત રેલે !

## પ્રવેશ ૩ જો

**ચિદ્‌ઘન—** ( માલકોશ. )

આંખે પડદા પડે ! હો પડે !
ઘોર ઘટા ઘન મેઘની છાઈ,
તિમિર અમાસ અડે ! હો અડે !
—આંખે પડદા પડે ! હો પડે !

વીજલડી પણ જાય રીસાઇ !
બુરખો ઓઢી રડે ! હો રડે !
—આંખે પડદા પડે ! હો પડે !

પંથી આજ રહ્યો અટવાઇ !
મારગ તો ન જડે ! હો જડે !
—આંખે પડદા પડે ! હો પડે—

## પ્રવેશ ૬

**કવિપત્ની—**

મોરો ઝાંઝર ઝમકે ! ઝમક ઝમક, પીયુ આજ !
મોરી ઘુઘર છમકે ! છમક છમક, આવે લાજ !
નહીં નહીં રે બોલું ! શાને રાત જાગો, રસ રાજ !
—હાં મોરો ઝાંઝર ઝમકે—

ઝીણા ઝીણા ઘૂંઘટે મુખ શેં સંતાયે ? મ્હારા રઢીઆળા રાજ !
નયનોનાં બાણુથી બચાય ના ! રસભીના રાજ !
પાલવડો પકડયાનું શું છે કાજ ?—હાં મોરો ઝાંઝર ઝમકે—

**કવિપત્ની—** **( ઝીંઝોટી )**

જાઓ, જાઓ, જ્યહાં રાત ગુજારી,
ભૂલી પડી મદભર તુજ નયનાં !
ચરણ ચલિત, તંબોલ અધર પર,
લાલ છુપે નહીં છલબલ ચૈનાં !—જાઓ.
હાર ચુમ્બિત હૈયું કયમ ઢાંકો ?
કંકણવેલી કયહાં ચીતરાવી ?
અંજન ડાઘથી ઓપે કપાલ !
બધી રજની કયમ ત્યાં ન વીતાવી ?—જાઓ.

## પ્રવેશ ૭ મો

**વિલાસ—**( ઢાળ—' પાતળીયા પાલવ મેહેલો રે, પાયે પડું છું ' )

હું તો ઝબકીને હો જાગી આજ !
મુરલી કયાંથી વાગી ?
મુજ સઘન કુંજ સોહાગી આજ !
લગની સ્વરશું લાગી !—
અણુ અણુ તનનાં મ્હારાં
મુરલીના તાને રાગે;
હૈયું થન થનગન નાચે આજ
મુરલી કયાંથી વાગી ?—
ઘેલી હું શોધતી એ
રસને કોણે રેલાવ્યો ?
સલૂણો કયાં સંતાયો ? આજ
મુરલી કયાંથી વાગી ?—

વિલાસ— (સારંગ)

કાજળ કાળી રાતલડીમાં
અંધકાર ઉભરાય !
અંધકાર ઉભરાય,
એમાં જગત તણાયું જાય--કાજળ.
ચમકે પેલી તારકમાલા,
કે શું દેવ ઉગામે ભાલા ?
હૃદય સદાય ધવાય,
જો ને અંધકાર ઉભરાય--કાજળ.
વહેતી નયને આંસુધારા,
કે શું અગ્નિતણા ચમકારા ?
જીવન સદાય દઝાય !
જો ને અંધકાર ઉભરાય !--કાજળ.



## અંક ૩ જો.

—*—

### પ્રવેશ ૩ જો

ચિદ્‌ઘન— ભૈરવી.

જગમાં ભાવ જરા ન જડે !
મુખ પર મધુરી મોહન વાણી,
અંતર ના ઉઘડે !–જગમાં ભાવ જરા ન જડે !
નેહ નયનમાં દેખું વહેતો !
હૈયાં ખાલી પડે !–હો જગમાં ભાવ જરા ન જડે !
કોણ તણી આશામાં ભૂલી ?
મૂરખ શું આથડે–જગમાં ભાવ જરા ન જડે !

## પ્રવેશ ૪ થો.

**વિલાસ—** ( બીહાગ )

ઝૂલી રહી મતવાલી, આજે !
સૂનો સૂનો બાગ !
હૈયે ભાવ રૂંધાઈ રહે હા !
કંઠે ના'વે રાગ—ઝુલી રહી.
છૂપા છૂપા તારલી ઘેલડી મટકે
હસી હસી ચંદ્રી નફ્ટ-બની અટકે !
અલિ શું મોહી લટકે !—હાં સૂનો સૂનો બાગ !
ઉછરી આશા અમર મરોડી !
કંપ ભરી મુજને તરછોડી !
જાય પ્રીતમ મુખ મચકોડી—હાં સૂનો સૂનો બાગ !

**વિલાસ—** ( બાગેસરી. )

સાન ભાન ભૂલી આજ, ભટક રહી !
મોત તણાં મૂકી રાજ્ય, આજ, ભટક રહી !
બાગે બહીશ્ત નહીં મહી બુલબુલ !
કેમ ખીલે ત્યહાં માશુકનું ગુલ !
આવી ઝમીન તુજ કાજ, આજ, ભટક રહી !

## પ્રવેશ ૬ ઠ્ઠો.

**ચંદ્રિકા—** ( ચિદઘનના એ હાથ ઝાલી હલાવતો ગાય છે.)

મ્હારી ન્હાની શી હોડી ! ડોલે એ થોડી થોડી !
ઘેરાં વારીને હૈયે એ નિત્યે રમે !
ધીમી લહરે સમિર ચૂમે નાવ તણાં નીર !
આછી હલકે એ નાવ મ્હારી નાચતી નમે—મ્હારી !—

---

# રેલ સંકટ નિવારણ—અંક.

## ( Flood Ravages—Act.)

( added adopted and arranged by Mr. R. D. Desai. )

પ્રવેશ ૧ ગૃહસ્તો પેપર વેચાતા લ્યે છે અને વાંચે છે.

પ્રવેશ ૨ હીંદ દેવી ગુજરાત રેલ સંકટનો ઊલ્લેખ કરેછે.

૩ જલ પ્રલયનો દેખાવ.

૪ હીંદદેવી વીલાપ કરેછે અને મિ બોસને કર્તવ્યનો ઊલ્લેખ કરેછે.

૫ ધનનંદ પૈસા દેવીને ભેટ આપેછે. અને ધનરાજને ત્યાંથી ફાળો લાવેછે.

૬ સેવકરામ દેવી પાસેથી પૈસા લેછે અને સ્વયં સેવક તરીકે કામ કરેછે.

૭ દેવી અલોપ થાયછે અને વિદ્યાર્થીઓ ફંડ માટે નાટય પ્રયોગ કરવાનું નક્કી કરેછે.

### પુરૂષ પાત્રો

| | | |
|---|---|---|
| ધનનંદ | એક ધનીક | રા. કિનારીવાલા |
| ધનરાજ | ,, | રા. પટેલ એન આર. |
| સેવકરામ | ગાંધી યુગ સજ્જન | રા પટેલ ચંદુભાઈ |
| મિ. બોસ | ફેશનેબલ ગૃહસ્થ | રા. યાજ્ઞિક |
| વિદ્યાર્થી નં. ૧ | | રા. અગ્નિહોત્રી |
| વિદ્યાર્થી નં. ૨ | | રા. ધોળકીઆ |
| પેપર વેચનાર | | રા. સચિનવાળા |
| ગામડીઆ નં. ૧ | | રા. બહોરા |
| ,, ૨ | | રા. કુરેશી |
| ,, ૩ | | રા. દિનકરરાવ દેસાઈ |
| અરૂણ | ધનરાજનો પુત્ર | રા. વરિયા |

### સ્રીપાત્રો

| | |
|---|---|
| હીંદ દેવી | રા. નગરશેઠ |
| સરલા | રા. ખંડુભાઈ દેસાઈ |

# શંકિત હૃદય

———o———

## પાત્ર—પરિચય

### પુરુષ પાત્રો

| | |
|---|---|
| કુંજવિહારી | ...રા. શાંતીભાઈ મ્હેતા |
| ચિદ્દઘન | ...રા. અજમેરા |
| ગુરુ | ...રા. હીરાલાલ કોઠારી |
| વકીલ | ...રા. વીરેન્દ્ર યાજ્ઞીક |
| ડાક્ટર | ...રા. અંબરીષ મ્હેતા |
| કવિ | ...રા. ચુનીભાઈ પટેલ |
| પોઈચાજી એક પારસી કવી | રા. રણુછોડ કોન્ટ્રાકટર |
| વીરરસરાવ | ...રા. આદમભાઈ બહોરા |
| શૃંગારરસરાવ | ...રા. શાંતીલાલ વરીયા |
| ઉસ્તાદ | ...રા. ખંડુભાઈ દેસાઈ |
| મજુર | ...રા. કુરેશી |
| ચોર નં. ૧ | ... ” |
| ચોર નં. ૨ | ...રા. આદમભાઈ બોહરા |
| ચોર નં. ૩ | ...રા. શાંતીલાલ વરીયા |

———o———

### સ્ત્રી પાત્રો

| | |
|---|---|
| વિલાસિની | ...રા. હરીભાઈ દેસાઈ |
| ચંદ્રિકા | ...રા. ચીમન શાહ |
| વીજળી | ...રા. રણુછોડ કોન્ટ્રાકટર |
| મજુર સ્ત્રી | ...રા. ઠાકોરભાઈ દેસાઈ |
| કવી પત્નિ | ...રા. ખંડુભાઈ દેસાઇ |
| સખી | ...રા. રણુછોડ કોન્ટ્રાકટર |

| | |
|---|---|
| ડાયરેક્ટર ( અભિનય ) | ...રા. મજમુંદાર |
| ( ડ્રેસીંગ ) | ...રા. મણીલાલ શાહ |
| સ્ટેજ મેનેજર્સ | ...રા. મધુસૂદન નગરશેઠ |
| | રા. દીનકરરાવ દેસાઇ |
| હારમોનીઅમ માસ્તર | ...રા. નવિનચંદ્ર દૌલતજાદા |
| તબલા માસ્તર | ...રા. જગમોહનદાસ મ્હેતા |
| ટ્રેઝરર | ...રા. હીરાલાલ કોઠારી |

---

